# યુદ્ધ અને વીમો

ધી અમદાવાદ રોટરી ક્લબમાં
આપેલું ભાષણ



# યુદ્ધ અને વીમો



'યુદ્ધ અને શાંતિના સમયમાં વીમો' એ વિષય આજના મારા વ્યાખ્યાન માટે પસંદ કરવા પાછળ બે કારણો છે: એક તો એ કે વીમાની દુનિયામાં અને જાહેર જનતામાં પણ એ વિષય આજનો સૌથી વધુ ચર્ચાસ્પદ પ્રશ્ન બન્યો છે; અને બીજું એ કે તમારામાંના ઘણા સમક્ષ ઉપસ્થિત થતાં ચોક્કસ પ્રશ્નોનો ઉત્તર આપવાની મારી ખ્વાહેશ છે.

આજના કરતાં યે બદતર સંયોગો ઉભા થાય તો મુડીનું કઈ જાતનું રોકાણ નાશ નહિ પામે? આપણા સૌના મગજમાં ભય પેઠો છે કે:

'મૂડી કઇ રીતે રોકવી?' 'સોનામાં કે ચાંદીમાં?' 'સોનું-રૂપું તો લૂંટાઈ પણ જાય!' 'શેરોમાં નાણાં રોકવાથી તેની કિંમત ખાલી કાગળીયાં જેટલીય ઉપજવાની નથી!'—આ અને આવા તરંગો પછી આપણા મગજ પર જમીનમાં પૈસા રોકવાની એક જ વાત અથડાય છે. પરંતુ આજે જમીનની કિંમત ઓછામાં ઓછી ૭૦ ટકા જેટલી વધી છે. એટલે યુદ્ધ પહેલાંની સામાન્ય પરિસ્થિતિ પુન: પ્રસ્થાપિત થશે ત્યારે જમીનની કિંમત ફરીને એટલી નીચી જશે. આ સંયોગોમાં ઉપરોક્ત પ્રશ્ન અંગેનો મારો ઉત્તર એક જ છે અને તે એ કે જો આ જ સ્થિતિ છે તો પછી તમે મરણ સામેની સલામતીના અને હાલ તુરત કદાચ ઓછું વ્યાજ આપતાં પરંતુ કોઇ પણ સંયોગોમાં નરમાશનો ભોગ નહિ થતી મુડીના રોકાણ તરીકે જીંદગીના વીમાનો શા માટે વિચાર નથી કરતાં? હું આ સૂચન કરી રહ્યો છું ત્યારે તમારા મગજમાં કેટલાય પ્રશ્નો ઉદ્ભવશે. એમાંના કેટલાક પ્રશ્નોનો ઉત્તર હું વાળીશ. આમ છતાં પણ જો કોઇ પ્રશ્ન અનુત્તર રહી જાય તો તમો મને જણાવશો તો હું ખુશીથી તેનો જવાબ આપીશ.

આપણામાંના ઘણા ધંધાદારીઓ હજુ પણ એમ માને છે કે વીમો તો જુગાર છે–સટ્ટો છે, પરંતુ તેમાં એવું કશુંજ નથી. સાચુંજ કહીએ તો તો વીમો સ્થિતિચુસ્ત–પ્રણાલિયુકત વ્યવસાય છે. ઈ. સ. ૧૮૨૫ માં બ્રિટનની આમ સભાની સીલેકટ કમીટીએ વીમાના સિંદ્ધાંતો નક્કી કરતાં જણાવ્યું હતું કે:—

"જ્યારે જ્યારે કટોકટીભર્યાં સંયોગો ઉપસ્થિત થાય ત્યારે તેનો સામનો કરવાનો સૌથી વધુ સરળ માર્ગ બીજાઓ સાથે સુંગઠન કરવાનો છે કે જેથી પ્રત્યેક વ્યકિત, કોઇ પણ વ્યકિતને વધારે પડતું નુકશાન ન થાય એ અર્થે થોડું ઘણું નુકશાન સહી લ્યે."

વીમા કંપનીઓની કાર્યપ્રણાલિ વિષે તમારામાંના કેટલાકને આશ્ચર્ય થતું હશે. હું એનું થોડું બયાન આપીશ. મી. રામચરે ખૂબ પ્રશસ્ય રીતે જણાવ્યું છે તેમ "વીમો સરાસરીના નિયમ ઉપર રચાયેલો છે." જીંદગીનો વીમો ઉતારનારી કંપનીઓ વીમા પોલીસીઓના ભરણા–પ્રીમીયમ નક્કી કરતી વખતે બે વસ્તુઓ ધ્યાનમાં રાખે છે: પહેલી, સંભાળપૂર્વક તૈયાર કરવામાં આવેલા મરણ કોઠા પ્રમાણે વીમાદારની જીંદગીનું સરેરાશ આયુષ્ય અને બીજી, રોકવામાં આવનારી મુડીનું સરેરાશ વ્યાજ, આંકશાસ્ત્રની સાદી ગણત્રી પછી ચોક્કસ મર્યાદિત સમયના અંતે વીમા પોલીસીમાં નક્કી કરવામાં આવેલી રકમ ચોકકસ રીતે ગણવામાં આવેલાં વ્યાજને ધ્યાનમાં રાખીને અમૂક ઉમ્મરના વીમાદારે દર વર્ષે પ્રીમીયમ તરીકે કેટલી રકમ ભરવી તે હિસાબનીશ નકકી કરી શકે. મરણકોઠા પરથી પચીસ વર્ષની ઉમ્મરે વીમો લેતા વીમાદારોમાંથી પહેલાં વર્ષમાં કેટલા મરણ પામે વગેરે ગણત્રી હિસાબનીશ કરી શકે. અલબત્ત, હિસાબનીશ વ્યકિતગત માણસોના નામ ન આપી શકે, પરંતુ ચોકકસ વયના વર્તુળમાંથી કેટલા માણસો મરણ પામશે એ તો જરૂર કહી શકે. સરાસરીના આ નિયમના જ્ઞાનને લઇને વીમા કંપનીઓની જવાબદારીઓ મોકુફ રાખવામાં આવતી જવાબદારીઓ છે. આ કારણે વીમા કંપનીઓ અગાઉથી તેમની પાસે થનારી માંગણીઓ–તેમની પાસે રજુ થનારા દાવાઓને પહોંચી વળવાની જોગવાઈ કરી શકે.

આ રીતે ધીરધાર કરનાર પેઢીઓ કરતાં વીમા કંપનીઓના પક્ષે ઘણા લાભ છે. બેંકમાં તમે એક ચેક રજૂ કરો કે તે સ્વીકારવો જ જોઈએ. પરંતુ વીમા કંપનીએ તો તમે જે દાવો તેની સમક્ષ રજૂ કરો તેની સગવડ વર્ષો અગાઉથી કરી મૂકી હોય છે. આમ વીમા કંપનીઓને ભાવી બનાવોની આગાહી મળી જાય છે. અને એથી અગમ ચેતવણી પ્રારંભની કમાણી જેવી જ છે.

મરણકોઠાની રચના આ પ્રમાણે છે:

દશ વર્ષની ઉંમરના ૧૦૦૦ માણસોનો દાખલો લઈએ. વીશ વર્ષ પછી એટલે ત્રીશ વર્ષની ઉમ્મરે એમાંથી ૧૪૬ માણસો મરણ પામ્યા હશે. ચાલીસ વર્ષની ઉમ્મરે ૨૧૯ અને પચાસ વર્ષની ઉમ્મરે ૩૦૨ માણસો મરણ પામ્યા હશે. અને માત્ર ૬૯૮ માણસો હયાત હશે. ૬૦ વર્ષની ઉમ્મરે બાકી રહેલ આ સંખ્યામાંથી સીત્તેર વર્ષની ઉમ્મરના ૫૭૯ માણસો બાકી હશે અને માત્ર ૩૮૬ માણસો સીત્તેર વર્ષ પૂરા કરવાની મગરૂબી લઈ શકતા હશે. ૮૦ વર્ષની ઉમ્મરે ૧૦૦૦ માંથી કુલ ૧૪૫ માણસો બાકી રહ્યા હશે અને નેવું વર્ષની ઉમ્મરે તો માત્ર ૮ જ માણસ હયાત હશે. એક વસ્તુ નોંધવાની રહી છે કે આ આંકડા અમેરીકન વીમા કંપનીઓના મરણપ્રમાણના છે. પરંતુ એ વસ્તુ એટલી જ નોંધપાત્ર છે કે હિન્દનું મરણપ્રમાણ અમેરીકાના મરણપ્રમાણ કરતાં અનેકગણું વધારે છે પરંતુ એ કારણે એની કાર્યપ્રણાલિમાં કશો તફાવત નથી પડતો.

યુદ્ધને લઈને પરિણમતા મોટા મરણપ્રમાણથી હિન્દી વીમા કંપનીઓને બહુ ગંભીર મુશ્કેલીઓ સહન કરવી પડે તેવી સ્થિતિ નથી. આવી ગંભીર મુશ્કેલીનો ભય હિંદી વીમા કંપનીઓને નથી. એ ભય કાલ્પનિક છે. થોડાંક હિન્દીઓ આજે યુદ્ધમોરચા પર છે. એવી ગણત્રી કરવામાં આવી છે કે ગત મહાયુદ્ધમાં સરેરાશ વાર્ષિક મરણ માત્ર બાર હજારનું હતું. ચેપી રોગો અને બિહારના ધરતીકંપ જેવી અસામાન્ય કુદરતી આફતોથી હિંદુસ્તાનમાં થતી લાખો માણસોની ખુવારી સાથે આ આંકડા સરખાવવામાં આવે તો તેની તુચ્છતા દેખાઇ આવશે. યુદ્ધના મરણપ્રમાણને

લઈને થતા વધારાના નુકશાનને પહોંચી વળવા માટે કંપનીઓ તરફથી ઉઘરાવવામાં આવતા વધારાના પ્રીમીઅમની રકમ પૂરતી થઈ પડશે. આમ, યુદ્ધને લઇને મરણ પ્રમાણમાં થતા વધારાથી કોઇ ગંભીર મુશ્કેલી આવી પડશે તેવો ભય સેવવાનું કોઈ કારણ નથી. કારણકે વીમાદારોની નાની સંખ્યા આવા ભયના વર્તુળમાં છે અને તેનું જોખમ પણ વહેંચી નાંખવામાં આવ્યું છે.

હવે હું વીમા કંપનીઓની વ્યાજ મેળવવાની શકિત વિષે થોડું કહીશ. મેં અગાઉ કહ્યું તેમ કઢંગા સંયોગોને લઈને વ્યાજ ઉપજાવવાની શકિતમાં સાર્વત્રિક ઘટાડો થયો છે. વળી વીમા કંપનીઓની કુલ જવાબદારીઓના ૫૫ ટકા જેટલી મુડી સરકારે માન્ય રાખેલી જામીનગીરીઓમાં રોકવી પડે છે. આમાંથી ૨૫ ટકા સરકારી જામીનગીરીમાં અને ૩૦ ટકા મ્યુનિસિપાલીટીના અને બીજા એવા સ્થાનિક બોન્ડમાં રોકી શકાય છે. ઘણાને એવો ભય રહે છે કે સરકારી જામીનગીરીમાં આટલી મોટી થાપણ રોકવી પડતી હોવાથી વીમા કંપનીઓને ઘણું નુકશાન સહવું પડશે. પરંતુ ગત અને વર્તમાન યુદ્ધના આપણા અનુભવ પરથી હું નિઃશંકપણે કહી શકું કે વીમા કંપનીઓ તદ્દન સલામત છે. સરકારી જામીનગીરીઓ ૧૯૩૧માં ૪૭ સુધી નીચે ગઇ હતી તેમ ભલે નીચે જાય તો પણ એવે વખતે વ્યાજનો દર તો ઉલટો ઉંચે ચડવાનો જ.

જીંદગીના વીમાનો ધંધો બીજા ધંધાઓ જેવો નથી. જીંદગીના વીમાના કરારો લાંબી મુદતના હોય છે અને તેની જવાબદારીઓ વ્યાજના દરના ઘટાડા કે વધારાના પ્રમાણમાં ઘટે કે વધે છે. તેથી આવી જામીનગીરીમાં રોકવામાં આવતી વીમા કંપનીની થાપણની કિંમત ઘટે તો સાથે કંપનીની જવાબદારી પણ પ્રમાણમાં ઘટશે કારણકે વ્યાજની ઉપજ પણ સાથેસાથે વધવાની જ. આમ, ગત મહાયુદ્ધ વખતે હિંદની જીંદગીની વીમા કંપનીઓને ૨૮ જેટલો થાપણમાં ઘટાડો કરવો પડયો હતો. અને ત્યારે જીંદગીના વીમાના ફંડમાં પણ સતત્ વધારો થયો હતો.

હિંદી વીમા કંપનીઓની થાપણ ૭૨ કરોડથી વધુ છે, ત્યારે કુલ કામ ૨૩૨ કરોડનું છે. આમ જુની કંપનીઓ પાસે સારૂં એવું ભંડોળ છે. વળી આ બધામાં દર એક રૂપિયે છ આના સરકારી જામીનગીરીમાં રોકવા પડે છે, અને બાકીની રકમ બીજી મિલ્કતો, મ્યુનિસિપલ બોન્ડ વગેરેમાં રોકવામાં આવે છે. વીમા કંપનીઓના ભંડોળને લઇને તેમણે સદ્ધર રોકાણોમાં રોકેલી થાપણમાં વધુ નરમાશ આવે એ વસ્તુ સ્વીકારીએ તો પણ એની અસર આવી થાપણો કે બીજી ડહાપણભરી રીતે રોકવામાં આવેલી મુડીને લઇને ટાળી શકાય. મુડી રોકવાના સંબંધમાં વીમા કંપનીઓ જેટલી સંભાળ, અગમચેતી અને સાવચેતી રાખે છે તેટલી કોઈ વ્યક્તિ ન રાખી શકે. કારણકે વીમા કંપનીઓ તેમની મુડીનું રોકાણ નિષ્ણાતોની સલાહ પ્રમાણે કરે છે અને એવું રોકાણ જુદા જુદા ક્ષેત્રોમાં પાથરી દે છે. યુદ્ધને લઇને ઔદ્યોગિક પ્રવૃત્તિને સારો વેગ મળે તેમ હોવાથી ઔદ્યોગિક શેરોમાં મુડી રોકવાની લાલચ થાય એ સ્વાભાવિક છે. પરંતુ એવા રોકાણોમાં રહેલું જોખમ પણ ઓછું નથી. આવા ઘણા ઔદ્યોગિક સાહસ સલાહભર્યાં નથી હોતા; અથવા તો એવા કેટલાક સાહસો ઉપાડતી વેળાએ ઉદ્યોગની શકયતાનો પૂરો ખ્યાલ હોતો નથી અને તે અસામાન્ય નફાખોરીમાંથી જન્મ્યા હોય છે. યુદ્ધ સમયની ઔદ્યોગિક તેજી કેટલી ય વખત ભયાનક આપત્તિમાં પરિણમી છે. આવા શેરોમાં રોકાણ કરવા માટે કેટલાક શાસ્ત્રીય જ્ઞાનની જરૂર રહે છે, જ્યારે એવું જ્ઞાન ખરૂં જોતાં બહુ ઓછાને હોય છે. આવું રોકાણ શાંત સમયમાં સલામત હોઇ શકે, કારણ કે થોડાક શેરો ખરીદીને કોઇપણ વ્યક્તિ શાંત સમયમાં નિરાંતે સૂઇ શકે, પરંતુ આવા અસ્થિર સમયમાં તો પોતાની મુડીના રોકાણની ચિંતા ટાળવા માટે રક્ષણ સાથે નફો આપતી પેઢીઓમાં જ રોકાણ કરવું રહ્યું, એજ એમના માટે સલાહભર્યું છે. સોના કે ચાંદીનો સંઘરો પણ સંપૂર્ણ સલામત રોકાણ નથી, કારણકે એક નાનોશો અકસ્માત કે દુર્ભાગ્ય મુડીદારને વિનાશના પંથે લઈ જાય! મુડીના રોકાણનો પ્રશ્ન આ રીતે સામાન્ય માનવીને મુંઝવે છે, ત્યારે વીમો એ એક જ એવી ચીજ છે કે એમાં

રોકાણ સલામતી, નફો અને માનવજીવન સામેના તમામ ભયો સામેની રક્ષા આપે છે.

વીમામાં કરવામાં આવેલા રોકાણની કીંમત કદિ ઘટતી નથી. યુદ્ધની સ્થિતિ ગમે તેવી હોય તો પણ રાજકીય કે આર્થિક પરિવર્તન સાથે તેના પ્રીમીયમ ફરતા નથી કે વધતાઘટતા નથી, યુદ્ધકાળમાં તો વીમો જ એક એવી ચીજ છે કે જેના ઉપર માનવી માત્ર આધાર રાખી શકે અને તેની સલામતી જળવાઇ રહેવાની તેને ખાત્રી રહે. વળી એક બીજો મુદ્દો પણ વિચારવાનો છે કે આજે જણાય છે તેમ યુદ્ધ લાંબો સમય ચાલે તો યુદ્ધના ખર્ચને પહોંચી વળવા માટે કરવેરામાં વધારો થવાની દરેક શકયતા છે. આવી પરિસ્થિતિમાં વીમાના પ્રીમીયમ તરીકે ભરવામાં આવેલી રકમ રકમની દૃષ્ટિએ કર ભરવા યોગ્ય રકમનો અમૂક ભાગ કરમુક્ત રહે છે.

આમ સુલેહ કે યુદ્ધ, દુષ્કાળ કે પ્રલય, તેજી કે મંદી, એ સર્વની સામે દુનિયામાં કોઇ ટકી રહ્યું હોય તો તે વીમા કંપનીઓ જ છે.

અલબત્ત, એ સત્ય છે કે યુદ્ધ કાળમાં મરણ પ્રમાણ ઉંચું જવાનો સંભવ છે. વળી એ સાચું છે કે મિલ્કતની કિંમતમાં ઘટાડો થાય અને વ્યાજના દર પણ નીચા ઉતરે. આવી પરિસ્થિતિને લઈને સહેજે એવા અનુમાન પર આવી શકાય કે વીમા કંપનીઓ આવી કટોકટી સામે ઉભી નહિ શકે. પરંતુ ગત મહાયુદ્ધના અનુભવની જો કશી કિંમત હોય તો એ અનુભવ સ્પષ્ટપણે દર્શાવે છે કે બીજી બધી સંસ્થાઓના નાશની વચ્ચે વીમા સંસ્થા એક જ અણનમ ઉભી શકી હતી અને તે એક જ એ અગ્નિપરીક્ષામાંથી પસાર થઇ હતી. એ બધાનું દેખીતું કારણ એક જ છે કે મોટે ભાગે ધારવામાં આવેલા દાવાઓ કરતાં ખરેખરા દાવાઓની સંખ્યા ઓછી હતી. ઈ. સ. ૧૯૧૮–૨૦ ના ઇન્ફ્લુએન્ઝાના રોગચાળા દરમિયાન તથા બિહાર અને કવેટાના ધરતીકંપ વેળા વીમા કંપનીઓએ અખત્યાર કરેલી નીતિએ અને તેમણે બજાવેલી સેવાએ તેની પ્રતિષ્ઠા અને સદ્ધરતા પૂરવાર કરી છે. એ વેળા વીમા કંપનીઓએ પોતાના પોલીસીહોલ્ડરોના નામો જાહેર કરીને અને દાવાઓની પતાવટ કરીને અસામાન્ય ફરજપાલન કર્યું હતું.

ભૂતકાળનો ઇતિહાસ આવા પ્રસંગોથી તરબતર છે અને એ નિઃશંક સાબીત કરે છે કે વીમા કંપનીઓમાં ગમે તેવા કટોકટીભર્યા સમયને પહોંચી વળવાની શકિત છે. પછી એ ૧૯૧૪–૧૮નું મહાયુદ્ધ હોય કે સ્પેનનું આંતરયુદ્ધ હોય. અલબત્ત વીમા કંપનીઓ વીમાની રકમથી કુલ્લે પાંચ ટકાથી વધારે નહિ એટલી રકમનો ભોગ આપવા જેટલા પોલીસી હોલ્ડરોના સહકારની અપેક્ષા રાખે છે. વીમા કંપનીઓ આ બધી કટોકટી સામે ઉભી શકે તેનું રહસ્ય એ છે કે એ બોજો કોઇ એક કંપનીના માથે ન લદાય તેવી રીતે વહેંચી નાખવામાં આવે છે. સામ્રાજ્યોના ભલે ભૂકકા થાય અને રાષ્ટ્રોના વહીવટો ભલે બદલાય પરંતુ વીમા કંપનીઓ તો આવી બધી ઉથલપાથલ અને કટોકટીમાંથી પાર ઉતરશે જ.

તમારી માહિતી માટે હું અહીં વર્સેલ્સના કરારના પાચમા વિભાગની બીજી કલમ ટાંકું છું:

"વીમો ઉતારનાર અને પાછળથી દુશ્મન બનનાર વ્યકિત વચ્ચેનો જીંદગીના વીમાનો કરાર, સામી વ્યકિત દુશ્મન છે એ કારણે યુદ્ધની જાહેરાત થતાં રદ થશે નહિ.

"ઉપરની કલમ અનુસાર રદ નહીં થતા એવા કરારની રૂએ યુદ્ધ દરમિયાન પાકતી તમામ રકમો યુદ્ધની સમાપ્તિ પછી મેળવી શકાશે. એ રકમ ભરપાઈ કરવાની તારીખથી રકમ આપવાની તારીખ સુધીના દિવસોના વ્યાજનો એ રકમમાં ઉમેરો કરવામાં આવશે.

"યુદ્ધને કારણે પ્રીમીયમ નહીં ભરી શકવાથી જો એ કરાર યુદ્ધ દરમિયાન રદ થાય તો વીમાદાર વ્યકિત કે તેના વારસદારો આ કરાર–સુલેહ કરાર થયા પછી ત્રણ માસની અંદર પાંચ ટકા વ્યાજ સહિત પ્રીમીયમ ભરશે એટલે એ કરાર પુનઃ ચાલુ કરી શકાશે."

આ હકીકત એમ માનવા પ્રેરે છે કે ભવિષ્યના કરારોમાં પણ આ કલમ રાખવામાં આવશે.

તમે કહી શકો કે હવે તો યુદ્ધ હિંદના બારણે આવીને ઉભું છે. અને હિંદના પૂર્વ ભાગ પર જાપાનીઝ હુમલો થવાનો ભય છે. ગમે તેવા ખરાબ સંયોગો ઉભા થાય તો પણ નાગરિક વસતિનું રક્ષણ કરનાર આંતર-રાષ્ટ્રીય કાયદો હયાત છે. હિન્દી વીમા કંપનીઓ શકય કટોકટીને પહોંચી વળવા માટેની તૈયારી કરી રહી છે. બધી જ વીમા કંપનીઓ કોઇ પણ જાતનો વધારાનો દર લીધા વગર નાગરિક વીમાદારોને યુદ્ધ જોખમનો લાભ આપી રહી છે. તમો આ વસ્તુ વીમા કંપનીઓની જાહેરાતોમાં જોઈ શકશો. હિંદનું મુખ્ય વીમા મંડળ, ઇન્ડીયન લાઇફ ઓફીસીઝ એસોસી-એશને પણ એ વસ્તુ સ્વીકારી છે. અને તેના પ્રમુખે નીચેનું નિવેદન એ અંગે પ્રગટ કર્યું છે :

"હવાઇ હુમલાથી કે દુશ્મન હુમલાથી નીપજતા મરણના દાવાઓ હિંદમાંની કંપનીઓ ચૂકવશે કે કેમ એવી જાતની પૂછપરછ વીમાદાર વ્યકિતઓ કરી રહેલ છે. આ સંબંધમાં મારે જણાવવાનું રહે છે કે મારા મંડળની સભ્ય કંપનીઓની એવી ઇચ્છા છે કે હવાઇ હુમલા કે દુશ્મનના હુમલાથી હિંદની નાગરિક વસતિના થતા મરણના દાવાઓ તેઓ ચૂકવશે.

"એ. આર. પી.માં જોડાયેલી વ્યકિતઓ વિષે મારા મંડળની કમીટીએ સભ્ય કંપનીઓને ભલામણ કરી છે કે એ. આર. પી. માં જોડા-યેલા વીમાદારો પાસેથી વધારાનું પ્રીમીયમ લેવું નહીં કારણ કે તેઓ એક મહત્વના રાષ્ટ્રીય સેવાકાર્યમાં જોડાયા છે. જીંદગીના વીમાના સાધન દ્વારા કુટુંબના રક્ષણની જરૂરિયાત આજ જેટલી કદીયે અગાઉ નહોતી અને હિંદના પ્રજાજનોએ હિન્દની વીમા કંપનીઓ તરફથી મળતા આ વીમાના રોકાણનો પૂરતા પ્રમાણમાં લાભ લેવો જોઈએ.

"મલાયા અને બીજા દુશ્મનોએ જીતી લીધેલા મુલકોમાં જેઓએ હિંદી વીમા કંપનીઓમાં વીમા ઉતરાવ્યા હશે તેમના સંબંધમાં હિન્દી વીમા કંપનીઓની નીતિ સહાનુભુતિભરી જ રહેવાની છે. જો તે વીમા પોલીસીઓ યુદ્ધને લઇને પ્રીમીયમો ન ભરી શકવાથી રદ થશે તો મને

માનવાને કારણ છે કે યુદ્ધ પુરૂં થયા પછી મારા મંડળની સભ્ય કંપનીઓ સામાન્ય દરના વ્યાજ સહિત ચડેલા પ્રીમીયમો લઇને એ પોલીસીઓ ફરીને ચાલુ કરશે.

"વળી જે દાખલાઓમાં યુદ્ધને લઇને મરણ નીપજ્યા હશે તેવા દાખલાઓમાં મારા મંડળની સભ્ય કંપનીઓની ઇચ્છા છે કે યુદ્ધ પૂરૂં થયા પછી બાકી રહેલા પ્રીમીયમો તેના વ્યાજ સહિત કાપી લઈને દુશ્મનોના કબજાવાળા પ્રદેશમાં વસતા વીમાદારોના વારસદારોને રકમો આપવામાં આવશે."

એવો એક આંતરરાષ્ટ્રીય કાયદો છે કે જેનાથી વીમા કંપનીની થાપણને રક્ષવામાં આવે છે. આપણી સમક્ષ જર્મન કંપની અલાયન્સ અન્ડ સ્ટટગાર્ટર કંપનીનો દાખલો છે. જર્મની એ દુશ્મન દેશ છે છતાં પણ હિન્દમાંથી બ્રિટીશ સરકારે તેની હિન્દમાંની જવાબદારી સ્વીકારી લીધી છે અને સરકારી કાબુ નીચે એ કંપની સારી રીતે કામ કરી રહી છે. પ્રીમીયમો સ્વીકારવામાં આવે છે અને દાવાઓ પણ ચૂકવવામાં આવે છે. તેવી જ રીતે દુશ્મન દેશોમાં કામ કરતી મિત્રરાજ્યોની કંપનીઓ પણ અગાઉની જેમ જ કામ કરી રહી છે. એમાં અપવાદ માત્ર એટલો જ છે કે દુશ્મનોના લેણા નીકળતા નાણાં યુદ્ધ પુરૂં થતાં સુધી આપવામાં આવતા નથી. અહીં સિંગાપુરની ગ્રેટ ઇસ્ટર્નનો દાખલો પણ રજુ કરી શકાય.

વીમા પોલીસીઓ ઉપર લોન લેવા માટે ગાંડો દરોડો પડી રહ્યો છે. લગભગ બધી જ કંપનીઓ આ વસ્તુ અનુભવી રહી છે. પ્રજા એવી માન્યતાથી લોનની માગણી કરે છે કે ખરાબ સંયોગો ઉભા થાય તો તેમના કબજામાં રહેલા પૈસાની તો તેમને ખાત્રીરહે જ. પરંતુ આવા સંયોગોમાં વીમા કંપનીઓને ઉલ્ટો લાભ થઇ રહ્યો છે. કારણ કે લોનવાળી પોલીસીઓ અંગેની વીમા કંપનીની જવાબદારી ઘટે છે. તેમને એ રીતે અત્યારના સંયોગોમાં ઉંચા દરનું વ્યાજ મળે છે. ઉલટું આ લોનો વીમાદારને નુકશાનકર્તા છે.

મધ્યમ વર્ગના માણસોમાં વીમો વધુ પ્રિય છે અને એમના સંબંધમાં તો વીમો જ તેમનું બચત ધન છે અને કુટુંબની આશા છે. ખોટી અફ્વાઓને લઇને પ્રસરતા ખોટા ભય અને ગભરાટમાંથી અને આર્થિક ભીંસને લઈને વીમાદારો કંપનીઓ પાસેથી લોનો લે છે પરંતુ તેઓ એટલું સમજતા નથી કે જે ક્ષણે તેઓ લોન લે છે તે જ ક્ષણથી પ્રીમીયમો નહીં ભરી શકવાને કારણે આપમેળે પોલીસી ચાલુ રહેવાની યોજનાને મળતો લાભ તેઓ ગૂમાવે છે. સામાન્ય રીતે લોન તરીકે લેવાતાં નાણાં તુરત જ વપરાઇ જાય છે અને પાછળથી જ્યારે બીજું પ્રીમીયમ ભરવાનો વખત થાય છે ત્યારે એક કે બીજા કારણે પ્રીમીયમ ભરી શકવાથી પોલીસી રદ થાય છે.

આજના સમયમાં એ પોલીસી હોલ્ડરોના જ હિતમાં છે કે તેમણે માત્ર પોલીસી ચાલુ રાખવી એટલું જ બસ નથી પરંતુ શકય હોય તેટલી મોટી રકમનો વીમો લેવો કારણ કે જીંદગી ઉપરનો ભય આજ જેટલો મોટો કદી નહોતો. ખાસ કરીને જુના સમયની પોલીસીઓ હળવી અને શરતોની દૃષ્ટિએ વધુ સારી હોય છે. તેવી પોલીસી કદિ રદ થવા ન દેવી. થોડા સમય પછી શું બનશે એ કોઇ કહી શકે તેમ નથી. અને પ્રીમીયમ ભરવાનો સમય આવે ત્યારે બાંધી મુદતમાં પૈસા ભરવાનું બધા માટે શકય ન બને. આવા સમયે જો પોલીસી ઉપર લોન ન લીધી હોય તો વીમા કંપનીઓ પ્રીમીયમ ભર્યા વગર પણ પોલીસી ચાલુ રાખે છે.

જીંદગીના વીમાએ વીમાદારની સૌથી વધુ જરૂરી ક્ષણોમાં સેંકડો વર્ષથી સેવા કરી છે. કદાચ જીંદગીનો વીમો એકજ એવું રોકાણ છે કે તે બધાને માટે ખુલ્લું એવું જોખમ વગરનું રોકાણ છે. તેથી એવી સૂચના કરીશ કે વીમો ન લીધો હોય તો વીમો લઇ લેશો અને જો વીમો હોય તો તેમાં ઉમેરો કરજો. વળી તે ચાલુ રાખજો. તેને રદ થવા દેશો નહિ અને તેના ઉપર લોન લેશો નહિ કે વટાવ લેશો નહિ.

[ '**વીમા જગત**' માંથી ઉદ્ધૃત : ધી અમદાવાદ રોટરી કલબમાં શ્રી. જિતેન્દ્ર મહેતાએ આપેલા ભાષણમાંથી ]